

લેવ તોલ્સ્તોય

# બાળવાર્તાઓ

મહાન રશિયન લેખક લેવ તોલ્સ્તોયે (૧૮૨૮–૧૯૧૦) નાની નાની બાળવાર્તાઓનાં કેટલાંક સરસ પુસ્તકો લખ્યાં છે. એ બાળવાર્તાઓ વિશ્વના અમર લલિત સાહિત્ય ભંડારમાં વિશેષ સ્થાન ધરાવે છે.

લેવ તોલ્સ્તોયની ઉત્તમ બાળવાર્તાઓનો આ સંગ્રહ બાળવાચકોના હાથમાં મૂકતાં અમને હર્ષ થાય છે. આ સંગ્રહ માટે ચિત્રો એકેડેમિશિયન પાખોમોવે દોરી આપ્યાં છે.

લેવ તોલ્સ્તોય

# બાળવાર્તાઓ



'રાદુગા' પ્રકાશન
મોસ્કો



પીપલ્સ બુક હાઉસ
ઘીકાંટા ચાર રસ્તા, રીલીફ રોડ
અમદાવાદ-૩૮૦૦૦૧



# બિલાડીનું બચ્ચું

એક હતો ભાઈ અને એક હતી બહેન. ભાઈનું નામ વાસ્યા અને બહેનનું નામ કાત્યા. એમની પાસે એક બિલાડી હતી. વસંતના દિવસોમાં એમની બિલાડી એકાએક ગાયબ થઈ ગઈ. ભાઈબહેને બિલાડીને બધે ખૂબ ગોતી પણ બિલાડી ક્યાંય મળી જ નહિ. એક દિવસ બન્ને ભાઈબહેન કોઠારની પાસે રમતાં હતાં એટલામાં ઉપરથી મ્યાઉં એવો તીણો અવાજ સંભળાયો. વાસ્યા એકદમ દાદરો ચડીને ઉપર પહોંચી ગયો. કાત્યા નીચે ઊભી ઊભી પૂછવા લાગી: "બિલાડી મળી ગઈ? મળી ગઈ?" થોડી વાર તો વાસ્યાએ કંઈ જવાબ ન આપ્યો પણ પછી એણે ઘાંટો પાડીને કહ્યું:



"મળી ગઈ! આપણી બિલાડી મળી ગઈ છે... એને બચ્ચાં થયાં છે! અરે, કેવાં મઝાનાં છે! જલદી દોડતી ઉપર આવી જા!"

કાત્યા દોડતી ઘરની અંદર ગઈ અને બિલાડી સારુ દૂધ લઈ આવી.

બિલાડીને પાંચ બચ્ચાં થયાં હતાં. બચ્ચાં જરાક મોટાં થયાં એટલે જે ખૂણામાં જન્મેલાં ત્યાંથી બહાર આવ્યાં, વાસ્યા અને કાત્યાએ પોતાને ગમતું એક બચ્ચું પસંદ કરી લીધું. એનો રંગ કથ્થાઈ હતો અને એને સફેદ પંજા હતા. ભાઈબહેન એને ઘેર લઈ ગયાં. માએ બિલાડીનાં બીજાં બચ્ચાં આસપાસના લોકોને આપી દીધાં અને એ કથ્થાઈ રંગનું બચ્ચું વાસ્યા-કાત્યા પાસે રહેવા દીધું. વાસ્યા અને કાત્યા એને ખવડાવતાં-પિવડાવતાં, એની જોડે રમતાં, અને એને પોતાની ભેગું જ સુવડાવી દેતાં.

એક દિવસે વાસ્યા અને કાત્યા શેરીમાં રમવા ગયાં અને બિલાડીના બચ્ચાને ભેગું લેતાં ગયાં.

શેરીમાં પડેલું સૂકું ઘાસ હવામાં હલી રહ્યું હતું. બિલાડીનું બચ્ચું ઘાસ વડે રમત કરવા લાગ્યું. બાળકો એ જોઈને ખુશખુશ થઈ ગયાં. એટલામાં એમને ખાટાં પાંદડાં નજરે પડયાં.

બન્ને ભાઈબહેન પાંદડાં ભેગાં કરવામાં પડયાં અને બિલાડીના બચ્ચાને સાવ ભૂલી ગયાં.

અચાનક એમણે કોઈના જોરદાર ઘાંટા સાંભળ્યા: "પાછાં આવો! પાછાં આવો!" વાસ્યા અને કાત્યાએ એ તરફ નજર નાખી તો દેખાયું કે બે કૂતરા દોડતા આગળ ધસી રહ્યા છે અને એક શિકારી ઘોડો દોડાવતો એ





કૂતરાઓનો પીછો કરી રહ્યો છે. કૂતરાઓએ બિલાડીના બચ્ચાને જોઈ લીધું હતું અને એની ઉપર તૂટી પડવા એની તરફ ધસી રહ્યા હતા. બિલાડીનું નાનકડું માસૂમ બચ્ચું ભાગી જવાને બદલે પગ વાળીને બેસી ગયું અને કૂતરાઓની ઉપર નજર ઠેરવીને જોવા લાગ્યું. કાત્યા કૂતરાઓને જોઈને ખૂબ ડરી ગઈ અને ચીસ પાડતી આઘી ભાગી ગઈ. પણ વાસ્યા પૂરા જોરથી બિલાડીના બચ્ચા તરફ દોડયો અને કૂતરાઓની સાથે સાથે જ એની પાસે પહોંચી ગયો.



કૂતરા બિલાડીના બચ્ચા ઉપર તૂટી પડવા જતા હતા પણ વાસ્યાએ વખતસર બચ્ચાની ઉપર વાંકા વળીને એને પોતાની કાયા વડે ઢાંકી દીધું.

એ જ વખતે શિકારી પણ ઘોડો દોડાવતો ત્યાં પહોંચી ગયો અને એણે કૂતરાઓને નસાડી મૂક્યા. વાસ્યા બિલાડીના બચ્ચાને પાછું ઘેર લઈ ગયો. એ દિવસ પછી વાસ્યા ક્યારેય બિલાડીના બચ્ચાને ભેગું લઈને બહાર રમવા ન નીકળતો.

# બાળકી અને મશરૂમ

બે બાળકીઓ જંગલમાંથી મશરૂમ વીણીને પાછી ઘેર આવી રહી હતી.

એમના માર્ગમાં વચ્ચે રેલગાડીના પાટા આવતા હતા.

બાળકીઓએ ગાડી આવતી જોઈ પણ એમને થયું કે ગાડી તો હજુ ખૂબ આઘી છે. એટલે એ બન્ને ફાટક ઉપર ચઢીને રેલગાડીના પાટા ઓળંગવા લાગી.

અચાનક એમને ઍન્જિનનો અવાજ સંભળાયો. મોટી બાળકી પાછી ભાગી ગઈ પણ નાની બાળકી રેલગાડીના પાટા ઓળંગીને સામી બાજુ ચાલી ગઈ.

મોટી બાળકીએ ઘાંટો પાડીને બહેનને કહ્યું:

"પછી આવતી નહિ!"

પણ ઍન્જિન પાસે પહોંચી ગયું હતું અને એટલો બધો શોર મચાવી રહ્યું હતું કે નાની બાળકી મોટી બહેનની વાત સાફ સાંભળી ન શકી. એને લાગ્યું કે મને પછી જવાનું કહેવામાં આવી રહ્યું છે. પાટા ઓળંગતી એ પાછી આવવા દોડી. પણ એને ઠેસ વાગી અને એનાં બધાં મશરૂમ નીચે વેરાઈ ગયાં. એ વાંકી વળીને મશરૂમ ભેગાં કરવા લાગી.

ઍન્જિન સાવ પાસે આવી પહોંચ્યું હતું. ડ્રાઈવરે પૂરા જોરથી સીટી વગાડી.



મોટી બહેને ઘાંટો પાડયો:

"મશરૂમને પડયાં રહેવા દે!"

પણ નાની બાળકીને થયું કે મને મશરૂમ ભેગાં કરી લેવાનું કહેવામાં આવી રહ્યું છે. એટલે એ તો બેઉ પાટાની વચ્ચે ગોઠણભેર બેસી ગઈ અને વાંકી વળીને મશરૂમ ભેગાં કરી લેવા લાગી.

ડ્રાઈવર માટે રેલગાડીને વખતસર રોકવાનું શક્ય જ નહોતું. ઍન્જિનની સીટી વળી પાછી એક વાર જોરથી વાગી અને પછી રેલગાડી બાળકીની ઉપર થઈને પસાર થઈ ગઈ.

મોટી બાળકી ચીસ પાડી ઊઠી અને ધ્રુસકા ભરીને રોવા લાગી. બધા મુસાફરો બારીઓમાંથી બહાર જોઈ રહ્યા હતા અને કંડકટર દોડતો દોડતો રેલગાડીને બીજે છેડે તપાસ કરવા પહોંચી ગયો કે બાળકીનું શું થયું હશે.



રેલગાડી પસાર થઈ ગઈ તો સૌએ જોયું કે બાળકી તો માથું જમીન ઉપર દબાવીને જરાય હલ્યાચલ્યા વગર રેલગાડીના પાટાની વચ્ચે સૂતી છે.

રેલગાડી જ્યારે ખૂબ આઘી ચાલી ગઈ ત્યારે જ બાળકીએ માથું ઊંચું કર્યું. ઊભી થઈને એણે મશરૂમ ભેગાં કરી લીધાં અને પછી તે મોટી બહેન પાસે દોડી ગઈ.



# ઠળિયો

માએ પ્લમફળ ખરીદ કર્યાં અને મનમાં વિચાર્યું કે બપોરે જમ્યા પછી બચ્ચાંને આપીશ. માએ પ્લમફળ રકાબીમાં મૂકી દીધાં. વાન્યાએ પ્લમ ક્યારેય નહોતાં ખાધાં એટલે એ વારંવાર ફળને સૂંઘવા લાગ્યો. પ્લમની વાસ એને બહુ સરસ લાગી. એનું મન જલદી જલદી પ્લમ ખાવા તરસી રહ્યું. એ લગાતાર પ્લમની આસપાસ આંટાફેરા કરતો રહ્યો. સૌ ચાલ્યાં ગયાં અને ઓરડામાં કોઈ નહોતું ત્યારે એ પોતાના મનને કાબૂમાં રાખી શક્યો નહિ. એણે એક પ્લમ લઈને ખાઈ લીધું. જમવા બેસતાં પહેલાં માએ પ્લમ ગણી જોયાં તો એક ઓછું નીકળ્યું. એણે જઈને બાળકોના પિતાને જણાવ્યું.

જમતાં જમતાં પિતાએ બચ્ચાંને પૂછ્યું:

"તમારામાંથી કોઈએ એક પ્લમ ખાધું છે?"

સૌ બાળકોએ જવાબ દીધો:

"ના."

વાન્યાનું મોં બીટ જેવું લાલ લાલ થઈ ગયું તોયે એણે પણ એવો જ જવાબ દીધો:

"ના, મેં નથી ખાધું."

એટલે પિતાએ કહ્યું:

"તમારામાંથી કોઈએ એક પ્લમ ખાઈ લીધું છે, અને એ વાત સારી નથી. પણ મુસીબત ફક્ત એટલી જ નથી. ખરી મુસીબત તો એ છે કે પ્લમમાં ઠળિયો હોય છે અને પ્લમ ખાતાં ન આવડતું હોય એવું કોઈ બાળક ઠળિયો ગળી જાય તો એ વળતે દિવસે મરી જાય. મને તો હવે એની ફિકર થાય છે."

વાન્યાનો ચહેરો ફિક્કો પડી ગયો અને એ બોલી ઊઠયો:

"ઠળિયો તો મેં બારીમાંથી બહાર ફેંકી દીધો છે!"

સૌ હસી પડયાં પણ વાન્યા રડી પડયો.



# પંખી

વરસગાંઠને દિવસે સેર્યોઝાને ઘણીબધી ભેટો મળી — એમાં રમકડાં, નકલી હાથીઘોડા, ચિત્રો, વગેરે હતું. પણ સૌથી સારી ભેટ તો એને કાકાએ આપી — પંખી પકડવાનો ફાંસલો. ફાંસલાની બનાવટ આવી હતી: એક ચોકઠાની વચમાં ફાંસલાની સાથે એક નાનકડી તખતી જોડેલી હતી. એ નાનકડી તખતી ઉપર દાણા વેરીને ફળિયામાં મૂકી દેવામાં આવે એટલે કોઈ પંખી આવીને તખતી ઉપર બેસે કે તરત જ તખતી ઊંધી થઈ જાય અને ઉપરથી ફાંસલો પંખીની ઉપર પડતાં પંખી એમાં સપડાઈ જાય. એવી ભેટ જોઈને સેર્યોઝા ખૂબ ખુશ થઈ ગયો અને એ ભેટ માને બતાવવા દોડી ગયો. પણ ફાંસલો જોઈને મા બોલી:

"આ તો સારું રમકડું નથી. પંખીઓને પકડીને તારે શું કરવું છે? બીચારાં પંખીડાંને સતાવીને તને શું મળવાનું છે?"

"હું પંખીઓને પકડીને પાંજરામાં રાખીશ. એ મધુરાં ગીત ગાશે અને કલ્લોલ કરશે. હું એ બધાંને દાણા ખવડાવીશ."

સેર્યોઝા દાણા લઈ આવ્યો અને તખતી ઉપર દાણા વેરીને એણે ફાંસલો બગીચામાં મૂકી દીધો. પછી એ ઊભો ઊભો વાટ જોવા લાગ્યો કે પંખીડાં ક્યારે આવીને ફાંસલામાં સપડાઈ જાય છે. પણ પંખી તો એનાથી ડરીને ફાંસલાની પાસે ફરક્યાં પણ નહિ. ફાંસલાને ત્યાં જ રહેવા દઈને સેર્યોઝા જમવા ચાલ્યો ગયો. જમીને એ પાછો આવ્યો તો એણે ફાંસલાને બંધ જોયો. અંદર એક પંખી પાંખ ફફડાવી રહ્યું હતું. સેર્યોઝા ખૂબ ખુશ થઈ ગયો અને પંખીને લઈને ઘેર ગયો.

"મા, આમ જો, મેં પંખી પકડી લીધું છે. બુલબુલ જેવું લાગે છે. જો તો, એનું દિલ કેવું ધડકી રહ્યું છે!"



મા બોલી:

"ના, આ બુલબુલ નથી, કોઈ બીજું પંખી છે. જો, એને હેરાન કરીશ નહિ! તું એને છૂટું મૂકી દે તો તો સૌથી સારું!"

"ના, હું એને સારી રીતે ખવડાવીશ-પિવડાવીશ."

સેર્યોઝાએ પંખીને પાંજરામાં પૂરી દીધું. બે દિવસ એણે દાણા-પાણી મૂકીને પંખીનું સરખી રીતે ધ્યાન રાખ્યું. પંખીનું પાંજરું પણ એ બરાબર સાફ કરતો. પણ ત્રીજે દિવસે એ પંખીને ભૂલી ગયો અને એને પીવાનું પાણી પણ ન બદલ્યું. માએ સેર્યોઝાને કહ્યું:

"જોયું, તું પંખીને ભૂલી ગયો ને? એને બીચારાને છૂટું મૂકી દે તો જ સારું."

"ના, હવે ફરી વાર નહિ ભૂલું. હમણાં જ પાણી બદલાવી દઉં છું અને પાંજરું પણ સાફ કરી નાખું છું."

સેર્યોઝા પાંજરામાં હાથ નાખીને સાફ કરવા લાગ્યો અને પંખી બીચારું ડરતું પાંજરા જોડે પાંખો ભટકાવવા લાગ્યું. પાંજરું સાફ કરીને સેર્યોઝા પાણી લેવા ગયો. માએ જોયું કે એ પાંજરું બંધ કરવાનું ભૂલી ગયો છે એટલે એણે સાદ પાડીને કહ્યું:

"સેર્યોઝા, પાંજરું બંધ કરી દે, નહિતર તારું પંખી ઓરડાની દીવાલો જોડે ભટકાઈ ભટકાઈને મરી જશે."

મા હજુ પૂરું બોલીયે નહોતી રહી ત્યાં તો પંખીએ પાંજરાને ઉઘાડું જોઈ લીધું. એ તો રાજી રાજી થઈ ગયું અને પાંજરામાંથી બહાર નીકળીને પોતાની નાની નાની પાંખો હલાવતું ઓરડાની બારી તરફ ઊડયું. કાચ જડેલી બારી બંધ છે એ એને સમજાયું નહિ અને એટલે બીચારું જોરથી કાચ જોડે અથડાઈને બારીની અંદરની પાળ ઉપર પડી ગયું.

સેર્યોઝા દોડતો ત્યાં પહોંચી ગયો. એણે પંખીને ઉપાડી લઈને પાછું પાંજરામાં મૂકી દીધું. પંખી હજી જીવતું હતું પણ ફસડાઈને પેટના આધારે પડયું હતું, એની પાંખો ફેલાઈ ગઈ હતી, અને એ બહુ મુશ્કેલીથી શ્વાસ લઈ રહ્યું હતું. સેર્યોઝા એની ઉપર નજર માંડીને જોતો રહ્યો, જોતો રહ્યો, અને પછી રડવા લાગ્યો.

"મા, હું શું કરું?"

"હવે તું ગમે તે કરીશ તોયે કંઈ નહિ વળે."

સેર્યોઝા આખો દિવસ પાંજરા પાસે બેઠો રહ્યો અને પંખીને એક નજરે જોતો રહ્યો. પંખી એમ ને એમ પેટના આધારે પડયું રહ્યું અને ઊંડા શ્વાસ લેતું રહ્યું. રાતે સેર્યોઝા જઈને પથારીમાં લાંબો થયો ત્યાં સુધી પંખી જીવતું હતું. સેર્યોઝાને ક્યાંય સુધી નીંદર ન આવી. એ આંખ બંધ કરતો કે તરત જ એની સામે પેટના આધારે પડેલા અને ઊંડા શ્વાસ લેતા પંખીની તસવીર ખડી થઈ જતી. સવારે ઊઠીને સેર્યોઝા પાંજરા પાસે ગયો અને અંદર નજર નાખી. પાંજરામાં પંખી ઊંધું પડયું હતું. એના નાના નાના પંજા એની અક્કડ થઈ ગયેલી કાયાને ચોંટેલા હતા. એ દિવસ પછી સેર્યોઝાએ કદી કોઈ પંખીને પકડયું નહિ.



# જૂઠાબોલો છોકરો

ભરવાડનો એક છોકરો રોજ વગડામાં ઘેટાં ચરાવવા જતો. એક દિવસ એણે ખોટો ઢોંગ કરીને જાણે વરુ ધસી આવ્યું હોય એમ ચીસાચીસ કરી મૂકી: "દોડો! દોડો! વરુ આવ્યું છે! વરુ આવ્યું છે!" આસપાસના ખેડૂતો દોડતો મદદ કરવા આવી પહોંચ્યા, પણ આવીને જુએ છે તો વરુનું ક્યાંય નામનિશાન નથી અને છોકરો તો અમસ્તો જ ખોટી ચીસાચીસ કરી રહ્યો છે. છોકરાએ બેત્રણ વાર એમ જ કર્યું. પછી એક દિવસ સાચેસાચ એક વરુ ધસી આવ્યું અને એણે ઘેટાં ઉપર હુમલો કર્યો. છોકરો ચીસો પાડવા લાગ્યો: "દોડો! ઝટ દોડો! વરુ આવ્યું છે!" ખેડૂતોએ માન્યું કે એ તો પહેલાંની જેમ જ ખોટા ઘાંટા પાડીને નકામો સૌને હેરાન કરી રહ્યો છે. છોકરાની ચીસો ઉપર કોઈએ ધ્યાન દીધું નહિ. વરુને મેદાન સાફ મળી ગયું અને એણે એક કરીને બધાં ઘેટાંને મારી નાખ્યાં.





# બે દોસ્ત

એક વાર બે દોસ્ત જંગલમાં થઈને જઈ રહ્યા હતા. અચાનક એક રીંછ એમની ઉપર ધસી આવ્યું. બેમાંથી એક જણ ભાગી ગયો અને ઝાડ ઉપર ચડીને છુપાઈ ગયો, પણ બીજો તો હતો ત્યાં ને ત્યાં જ ખોડાઈ ગયો. હવે શું કરવું? બીજો કંઈ ઉપાય ન સૂઝતાં એ જમીન ઉપર લાંબો થઈને મડદાની જેમ સૂઈ ગયો.

રીંછ પાસે આવીને એને સૂંઘવા લાગ્યું એટલે એણે પોતાનો શ્વાસ બંધ કરી દીધો.

રીંછે એનું મોં સૂંઘી જોયું અને એને મડદું સમજીને પોતાને રસ્તે પડ્યું.

રીંછ ચાલ્યું ગયું એટલે એનો દોસ્ત હસતો હસતો ઝાડ ઉપરથી નીચે આવ્યો. નીચે આવીને એણે પોતાના દોસ્તને પૂછ્યું:

"કેમ ભાઈ, રીંછે તને કાનમાં શું વાત કરી?"

"રીંછે તો મને એટલું જ કહ્યું કે જોખમના વખતમાં પોતાના દોસ્તને એકલો છોડીને ભાગી જાય એવા માણસો બહુ ખરાબ હોય છે."

# હંસલાંનું ટોળું

હંસલાંનું એક ટોળું ઠંડા પ્રદેશોમાંથી ઊડીને ગરમ પ્રદેશો તરફ જઈ રહ્યું હતું. ઊડતાં ઊડતાં રસ્તામાં એક મોટો સમુદ્ર આવ્યો. પાણીની ઉપર આકાશમાં હંસલાં જરાય આરામ કર્યા વગર બે દિવસ અને બે રાત સુધી લગાતાર ઊડતાં જ રહ્યાં. આકાશમાં પૂનમનો ચંદ્રમા હસી રહ્યો હતો અને એની ચાંદનીના અજવાળામાં હંસલાંને ખૂબ નીચે નીલું પાણી દેખાતું હતું. બધાં હંસલાં પાંખો હલાવી હલાવીને થાકી ગયાં હતાં પણ તોયે થંભ્યા વગર ઊડતાં જ ગયાં. મોટાં થઈ ગયેલાં જોરાવર હંસલાં આગળ ઊડતાં હતાં અને નાની વયનાં કમજોર હંસલાં પાછળ રહી ગયાં હતાં. એક નાનકડું હંસલું સૌથી છેલ્લે રહી ગયું હતું. એની તાકાત ખતમ થઈ રહી હતી. એ ધીરે ધીરે પાંખો હલાવી રહ્યું હતું પણ હવે વધારે આગળ ઊડવાનું એને માટે શક્ય નહોતું. એટલે એણે પાંખ હલાવવાની ઝડપ ઢીલી કરી અને એ નીચે ઊતરતું ગયું. એ પાણીની વધારે ને વધારે નજીક પહોંચતું ગયું અને એનાં સાથી હંસલાં ચંદ્રમાની ચાંદનીમાં વધારે ને વધારે દૂર જતાં ગયાં. અંતર વધતું ગયું અને આખરે હંસલાંનું ટોળું કેવળ એક સફેદ ગોટા જેવું જ દેખાવા લાગ્યું. પાણી સુધી પહોંચીને હંસલાએ પાંખો બંધ કરી દીધી. સમુદ્રનું પાણી ચારે તરફ શોર મચાવી રહ્યું હતું અને એને પોતાનાં મોજાંની ઉપર ઝુલાવી રહ્યું હતું. ચાંદનીથી ભરેલા ગગનમાં હંસલાંનું ટોળું હવે ફક્ત એક ધૂંધળી રેખા જેવું જ દેખાતું હતું. ઘેરા સૂનકારમાં એમની હલતી પાંખોનો આછો સરસર અવાજ સંભળાતો હતો. હંસલાંનું ટોળું જ્યારે નજર સામેથી સાવ અદૃશ્ય થઈ ગયું ત્યારે અટૂલા હંસલાએ પોતાની ગરદન પાછળ કરીને આંખો બંધ કરી લીધી. હંસલું પોતે જરાય હલતું-ચલતું નહોતું પણ સમુદ્રનાં મોટાં મોટાં મોજાંની જોડે જ માત્ર ઉપરનીચે થતું હતું. ઉષા ઊગતાં પહેલાં હવાની આછી આછી લહેરો સમુદ્રના પાણીમાં નાની નાની લહેરખીઓ પેદા કરવા લાગી. સમુદ્રનું પાણી હંસલાની સફેદ છાતી જોડે અફળાવા લાગ્યું. હંસલાએ આંખો ઉઘાડી. પૂર્વમાં ઉષાની લાલિમા ઝળકી ઊઠી હતી અને પૂનમના ચંદ્રમાનો તેમ જ તારલાઓનો પ્રકાશ ઝાંખો પડી ગયો હતો. હંસલાએ ઊંડો શ્વાસ લીધો, ગરદન સીધી કરી, પાંખો ફફડાવી, અને પાંખોના છેડા વડે પાણીને અડીને એ ઉપર ઊડ્યું. એ ઉપર ને ઉપર ઊડતું ગયું અને જ્યારે પાણીથી ખૂબ જ ઊંચે પહોંચી ગયું ત્યારે એણે ઝડપથી ગરમ પ્રદેશોની દિશામાં ઊડવાનું શરૂ કર્યું. રહસ્યમય સમુદ્રની ઉપર એ હંસલું એકલું એકલું જ પોતાનાં સાથી હંસલાંની દિશામાં ઊડવા લાગ્યું.

# હાથી

કોઈ એક હિંદુસ્તાનીની પાસે એક હાથી હતો. માલિક હાથીને ખાવાપીવાનું બહુ ઓછું આપતો પણ એની પાસે કામ બહુ વધારે કરાવતો. એક દિવસ હાથી ખૂબ ખીજે ભરાયો અને એણે માલિકને પોતાના પગ નીચે કચરી નાખ્યો. માલિક મરી ગયો.

માલિકની ઘરવાળી રોવા લાગી અને એણે પોતાનાં બચ્ચાંને હાથીના પગ પાસે પછાડી દઈને કહ્યું:

"અરે હાથી, તેં આ છોકરાંના બાપને મારી નાખ્યો છે તો હવે આ બધાંને પણ મારી નાખ!"

હાથીએ બચ્ચાંની ઉપર નજર નાખી, અને સૌથી મોટા બાળકને સૂંઢમાં લપેટીને બહુ જ ધીરે ધીરે પોતાની ગરદન ઉપર બેસાડી દીધો. હાથીએ એ છોકરાના હુકમનું પાલન કરવાનું અને એને માટે કામ કરવાનું શરૂ કરી દીધું.





# ચકલી અને અબાબીલ

એક વાર હું આંગણામાં ઊભો ઊભો છતના ખૂણામાં અબાબીલોએ બાંધેલો માળો જોઈ રહ્યો હતો. મારી નજર સામે જ અબાબીલોનું જોડું ઊડી ગયું અને માળો ખાલી થઈ ગયો.

અબાબીલોનું જોડું હજુ માળામાંથી બહાર જ હતું ત્યાં એક ચકલી ઊડતી ઊડતી આવી અને માળા ઉપર બેઠી. એણે માળામાં આમતેમ નજર નાખી, પાંખો ફફડાવી, અને પછી ઊછળતી માળાની અંદર પહોંચી ગઈ. થોડી વાર પછી એણે માળામાંથી માથું બહાર કાઢ્યું અને કલકલ કરવા લાગી.

થોડો વખત વીત્યા પછી માદા અબાબીલ માળામાં આવી. માળાની અંદર ઘૂસતાં જ એની નજર ચકલી ઉપર પડી. વગર બોલાવ્યા મહેમાનને ઘરમાં જોઈને અબાબીલ માદા જોરથી અવાજ કરવા લાગી અને પછી પાંખો ફફડાવતી ઊડી ગઈ.

ચકલી માળામાં બેઠી બેઠી કલકલ કરતી રહી.

થોડી વારમાં અબાબીલોનું એક આખું ટોળું ઊડતું ઊડતું આવી પહોંચ્યું. દરેક અબાબીલ પંખી વારાફરતી માળાના ખુલ્લા ભાગ ઉપર એવી રીતે બેસતું કે જાણે ચકલીને એક નજરે જોઈ લેવા માગતું હોય. પછી તરત જ ઊડી જતું.

ચકલી જરાય ગભરાઈ નહિ. એ તો પોતાનું માથું ડાબીજમણી બાજુ હલાવતી રહી અને કલકલ કરતી રહી.

અબાબીલ પંખીઓ વળી પાછાં ટોળે વળીને આવ્યાં. વળી પાછું દરેક પંખી વારાફરતી માળાના ખુલ્લા ભાગ ઉપર જરાક વાર બેઠું અને પછી ઊડી ગયું.

અબાબીલ પંખીઓ નકામાં જ માળા ઉપર જઈને નહોતાં બેસતાં. દરેક પંખી પોતાની ચાંચમાં થોડોક કાદવ લઈ આવતું હતું અને માળાના ખુલ્લા ભાગ ઉપર એ કાદવ લગાવીને ઊડી જતું હતું.

અબાબીલ પંખીઓ એ રીતે વારંવાર ઊડી ઊડીને માળે આવતાંજતાં રહ્યાં અને વધારે ને વધારે કાદવ લગાવતાં રહ્યાં. માળાનો ખુલ્લો ભાગ વધારે ને વધારે સાંકડો બનતો ગયો.

પહેલાં ચકલીની ગરદન નજરે પડતી હતી. પણ પછી ફક્ત માથું જ જોઈ શકાતું હતું. થોડીક વધારે વાર થઈ પછી માત્ર ચાંચ જ જોઈ શકાતી હતી. અને આખરે ચકલી દેખાતી જ બંધ થઈ ગઈ. અબાબીલ પંખીઓએ કાદવ ચોપડી ચોપડીને માળો બંધ કરી દીધો અને ચકલીને માળાની અંદર પૂરી દીધી. પછી બધાં અબાબીલ પંખીઓ ઊડી ગયાં અને સરસરાટ કરતાં ઘરને કરતાં ચકરાવા લેવા લાગ્યાં.





# ગરુડ

એક વાર એક ગરુડ પંખીએ સમુદ્રથી દૂર સડકની કોર પર આવેલા એક ઝાડમાં માળો બાંધ્યો અને ત્યાં બચ્ચાંને જન્મ આપ્યો.

એક દિવસે એ જ ઝાડની નીચે કેટલાક લોકો કામ કરી રહ્યા હતા. ગરુડ એ જ વખતે પંજામાં એક મોટી માછલી પકડીને માળા તરફ પાછું આવ્યું. કામ કરતા માણસોએ માછલી જોઈ એટલે એ બધા ઝાડ પાસે ભેગા થઈ જઈને શોર મચાવવા લાગ્યા અને ગરુડને પથરા મારવા લાગ્યા.

ગરુડે માછલી નીચે ફેંકી દીધી. માણસોએ માછલી ઉપાડી લીધી અને રસ્તે પડયા.

ગરુડ માળાના એક છેડા ઉપર જઈને બેઠું. એનાં ભૂખ્યાં બચ્ચાં માથાં ઊંચાં કરીને ચીસો પાડતાં ખાવાનું માગવા લાગ્યાં.

ગરુડ થાકી ગયું હતું અને ફરી વાર સમુદ્રમાંથી માછલી પકડવા જવાની શકિત એનામાં નહોતી. એ માળામાં ગયું અને બચ્ચાંની ઉપર પોતાની પાંખો ફેલાવીને એણે બચ્ચાંનાં શરીર પંપાળ્યાં તથા બચ્ચાંની પાંખો સરખી કરી.

એવી રીતે એણે જાણે બચ્ચાંને થોડીક વાર ધીરજ રાખવા સમજાવ્યાં. પણ ગરુડે પોતાનાં બચ્ચાંને જેટલાં વધારે પંપાળ્યાં એટલાં જ વધારે જોરથી તેઓ ચીસો પાડવા લાગ્યાં.

એટલે ગરુડ બચ્ચાંને માળામાં રહેવા દઈને ઝાડની ઊંચી ડાળી ઉપર જઈ બેઠું.

મા પોતાને મૂકીને દૂર જઈ બેઠી એટલે ગરુડનાં બચ્ચાં ખૂબ વધારે કરુણ અવાજે ચીસો પાડવા લાગ્યાં.

બચ્ચાંને આક્રંદ કરતાં જોઈને ગરુડ પોતે જ ખૂબ જોરથી ચીસ પાડી ઊઠયું. એણે પાંખો ફેલાવી અને જેમતેમ કરીને ઊડતું એ સમુદ્ર તરફ ગયું. ગરુડ ઘેર પાછું આવ્યું ત્યારે સાંજ પડી ગઈ હતી. એ ધીરે ધીરે ઊડતું નીચે ઊતરતું ગયું. એના પંજામાં વળી એક મોટી માછલી પકડેલી હતી.

ઝાડ પાસે પહોંચતાં એણે ચોતરફ નજર દોડાવીને જોઈ લીધું કે આસપાસ ક્યાંય માણસો તો નથી ને! માણસો ક્યાંય નજરે ન પડયા એટલે એ ઝટ ઝટ જઈને માળાના છેડા ઉપર બેસી ગયું.

ગરુડનાં બચ્ચાંએ માથાં ઉંચાં કરીને ચાંચો ખોલી. ગરુડ માછલીના કકડા કરતું ગયું અને બચ્ચાંના મોઢાંમાં મૂકતું ગયું. એમ આખી માછલી એણે બચ્ચાંને ખવડાવી દીધી.



# શાર્ક માછલી

અમારું જહાજ આફ્રિકાના સમુદ્રકિનારે લંગર નાખીને ખડું હતું. આખો દિવસ હવામાન ખૂબ સરસ રહ્યું હતું. સમુદ્રના પાણી ઉપરથી તાજી હવાની લહેરો આવતી રહી હતી. પણ સાંજ પડતાં જ હવામાન પલટાઈ ગયું. સહરાના રણ તરફથી ફૂંકાતો પવન જાણે સીધો ભઠ્ઠીમાંથી આવતો હોય એવો સખત ગરમ હતો. જહાજની અંદર ભારે બફારો થવા લાગ્યો.

સૂરજ આથમતા પહેલાં કપ્તાન ડેક ઉપર આવ્યો અને એણે મોટા અવાજે હુકમ આપ્યો: "નાહવાની વ્યવસ્થા કરો!" જોતજોતામાં કેટલાય ખલાસીઓ પાણીમાં કૂદી પડયા અને એમણે એક પાલને પાણીમાં લટકાવીને બાંધી દીધો. એ રીતે એક પાલ-તળાવ બની ગયું.

જહાજમાં અમારી જોડે બે છોકરા હતા. એ બન્ને સૌથી પહેલાં છલંગ મારીને પાલ-તળાવમાં કૂદી પડયા. પણ પાલ-તળાવ એમને બહુ નાનું લાગ્યું. એટલે એમણે ખુલ્લા સમુદ્રમાં તરવાની હોડ કરવાનું નક્કી કર્યું.

બન્ને છોકરા પાણીમાં ઘરોળી જેવા દેખાતા હતા. બન્ને જણા પૂરી તાકાત લગાવીને જહાજના લંગર સુધી પહોંચી જવાની કોશિશ કરી રહ્યા હતા.

બેમાંથી એક છોકરો શરૂઆતમાં પોતાના સાથીદારથી આગળ નીકળી ગયો પણ પછી ઢીલો પડીને પાછળ રહી જવા લાગ્યો. એ છોકરાનો બાપ ડેક ઉપર ઊભો ઊભો તમાશો જોઈ રહ્યો હતો. એ અનુભવી તોપચી હતો. બેટાને પાછળ રહી જતો જોઈને બાપે સાદ પાડીને કહ્યું: "હિંમત હારીશ નહિ, બેટા! જોર કરીને આગળ ધપી જા!"

એકાએક ડેક ઉપરથી કોઈ પોકારી ઊઠયું: "શાર્ક!" અમને સૌને પાણીમાં એ મહાકાય દરિયાઈ જીવની પીઠ નજરે પડી.

શાર્ક સીધી છોકરાઓની તરફ ધસી રહી હતી.

"પાછા વળો! પાછા વળો! જલદી આ તરફ આવો! શાર્ક!" તોપચીએ રાડ પાડી. પણ છોકરાઓને એનો અવાજ સંભળાયો નહિ. એ તો વધારે હસતા અને શોર મચાવતા આગળ ને આગળ તરતા ગયા.

તોપચીનો તો જીવ અદ્ધર ચડી ગયો. એની હાલત એવી જડ જેવી થઈ ગઈ કે કાપો તો લોહી ન નીકળે.

ખલાસીઓએ નાવડી પાણીમાં ઉતારી અને એમાં બેસીને પૂરી તાકાતથી નાવડી છોકરાઓ તરફ ચલાવવા લાગ્યા. પણ નાવડી છોકરાઓથી હજી ઘણી દૂર હતી અને શાર્ક તો એમનાથી ફક્ત વીશ કદમ જેટલી જ પાછળ હતી.

ધાંટા પાડી પાડીને છોકરાઓને જે કંઈ કહેવામાં આવી રહ્યું હતું તે એમણે પહેલાં તો સાંભળ્યું જ નહિ અને શાર્કને એમણે જોઈ જ નહિ. પણ પછી એક છોકરાએ પાછળ નજર ફેરવી. અમને એની ચીસ સંભળાઈ. પછી બન્ને છોકરા જુદી જુદી દિશામાં તરવા લાગ્યા.

છોકરાની ચીસ સાંભળીને તોપચી પાછો હોશમાં આવી ગયો. પલકવારમાં એ તોપની પાસે જઈ પહોંચ્યો. તોપનું મોં ફેરવીને એ તોપની ઉપર વાંકો વળ્યો અને નિશાન તાકીને એણે પલીતો હાથમાં લીધો.

જહાજમાં અમે જેટલા માણસો હતાં એ સૌની રગોમાં દહેશતને લીધે લોહી જામી ગયું હતું. સૌનાં મનમાં એક જ ફિકર ઘોળાતી હતી કે હવે શું થશે.

તોપ ધણધણી ઊઠી. અમારી નજર સામે તોપચી તોપની પાસે જ નીચે પટકાઈ પડયો અને એણે બન્ને હાથ વડે પોતાનું મોં ઢાંકી દીધું. તોપમાંથી છૂટેલો ધુમાડો વચ્ચે ફેલાઈ ગયો હોવાથી થોડી વાર અમે જોઈ જ ન શક્યા કે શાર્ક અને છોકરાઓનું શું થયું.

પાણીની સપાટી ઉપરથી ધુમાડો હઠી જતાં ચારે તરફથી હળવો ગણગણાટ સંભળાવા લાગ્યો અને એ ગણગણાટ ધીરે ધીરે વધતો જઈને ખુશીના કોલાહલમાં પલટાઈ ગયો.

વૃદ્ધ તોપચી ચહેરા ઉપરથી હાથ હઠાવીને ઊભો થયો અને એણે સમુદ્રના પાણી ઉપર નજર નાખી.

પાણીનાં મોજાંની ઉપર મૃત શાર્કનું પીળું પેટ સાફ નજરે પડતું હતું. થોડીક જ મિનિટોમાં નાવડી છોકરાઓની પાસે પહોંચી ગઈ અને બન્નેને સહીસલામત જહાજ ઉપર પાછા લઈ આવી.



# ઠેકડો

એક જહાજ આખી દુનિયાનું ચક્કર મારીને પોતાને દેશ પાછું આવી રહ્યું હતું. હવામાન શાંત હતું એટલે સૌ ડેક ઉપર ઊભા હતા. એક મોટો વાંદરો મુસાફરોની વચ્ચે આમતેમ દોડાદોડી કરીને સૌનાં મન બહલાવી રહ્યો હતો. વાંદરો ક્યારેક હીંચકા ખાતો, ક્યારેક ઊછળકૂદ કરતો, અને ચિત્રવિચિત્ર સૂરત બનાવીને લોકોના ચાળા પાડતો હતો. પોતાનાં તોફાનમસ્તીથી લોકોને મઝા પડે છે એ વાત એને સાફ સમજાઈ ગઈ હતી અને એટલે એને વધારે ને વધારે મસ્તી ચડતી જતી હતી.

વાંદરો કપ્તાનના બાર વરસના દીકરા તરફ લપક્યો અને એના માથા ઉપરથી ટોપો ઉઠાવી લઈને એણે પોતાના માથા ઉપર મૂકી દીધો. પછી એ ઝડપથી જઈને જહાજના કૂવાથંભ ઉપર ચડી ગયો. સૌ હસી પડયા પણ છોકરો બીચારો ઉઘાડે માથે રહી ગયો. એને તો એ જ ન સમજાયું કે હસવું કે રડવું.

વાંદરો કૂવાથંભની પહેલી વળી ઉપર જઈને બેસી ગયો. માથા ઉપરથી ટોપો ઉતારીને એ દાંત તથા પંજા વડે ટોપાને ફાડી નાખવા લાગ્યો. એમ લાગતું હતું કે વાંદરો જાણીજોઈને છોકરાને ખીજવે છે. છોકરાને દેખાડી દેખાડીને એ ટોપો ફાડતો અને ચાળા પાડતો.

છોકરાએ એની સામે મુક્કો ઉગામ્યો અને હાકોટા પાડયા. વાંદરો વધારે ઝનૂને ભરાઈને ટોપો ફાડવા લાગ્યો. ખલાસીઓ જોરજોરથી હસવા લાગ્યા અને છોકરાનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઈ ગયો. એણે પોતાનું જાકીટ ઉતારી નાખ્યું અને એ વાંદરાની પાછળ પાછળ કૂવાથંભ ઉપર ચડવા લાગ્યો. પલકવારમાં એ દોરડાના આધારે કૂવાથંભની પહેલી વળી ઉપર પહોંચી ગયો. પણ વાંદરો એથીયે વધારે ચપળ નીકળ્યો. છોકરાએ ટોપો આંચકી લેવાની કોશિશ કરી કે તરત જ વાંદરો છલાંગ મારતો બીજી વળી ઉપર પહોંચી ગયો.

"હવે તું ભાગીને મારા હાથમાંથી છટકી નહિ શકે!" છોકરાએ રાડ પાડી અને એ વધારે ઊંચે ચડવા લાગ્યો.

વાંદરો ઊંચે ને ઊંચે ચડતો જ ગયો. છોકરાએ પોતાની ઉપરનો કાબૂ હવે સાવ ગુમાવી દીધો હતો અને એટલે એ પણ વાંદરાની પાછળ પાછળ ચડતો ગયો. એ રીતે એ બન્ને જોતજોતામાં છેલ્લી વળી ઉપર પહોંચી ગયા.

સૌથી ઊંચી વળી ઉપર જઈને વાંદરાએ એક પંજામાં દોરડું પકડયું અને આખી કાયા લંબાવીને ટોપાને છેલ્લી વળીને છેડા ઉપર ટાંગી દીધો. પછી એ છલાંગ મારીને કૂવાથંભના છેડા ઉપર જઈ બેઠો અને દાંતિયા કરવા તથા ચાળા પાડવા લાગ્યો.

વળીના જે છેડા ઉપર ટોપો લટકી રહ્યો હતો એની અને કૂવાથંભની વચ્ચે લગભગ એકથી બે મીટર જેટલું અંતર હતું. ત્યાં સુધી પહોંચવા માટે દોરડાને અને કૂવાથંભને બન્નેને છોડી દેવાનું જરૂરી હતું.

પણ છોકરો હવે બેહદ ઉશ્કેરાઈ ગયો હતો. એણે કૂવાથંભને છોડી દીધો અને કોઈ પણ જાતનો આધાર ઝાલ્યા વગર જ એ વળી ઉપર પહોંચી ગયો. ડેક ઉપર ઊભા રહેલા સૌ માણસો કપ્તાનના દીકરા અને વાંદરા વચ્ચેની રસાકસી જોતા જોતા હસી રહ્યા હતા. પણ એમણે જ્યારે છોકરાને દોરડું છોડી દેતો અને હાથ ફેલાવીને વળી ઉપર ચાલતો જોયો ત્યારે સૌના જીવ અદ્ધર ચડી ગયા.

જરાક જેટલી ચૂક થઈ જાય તો એ સીધો ડેક ઉપર પટકાઈ પડે એમ હતો. પણ પગ બરાબર જમાવી રાખીને એ વળીના છેડા ઉપરથી ટોપો ઉતારી લે તોપણ દિશા બદલીને કૂવાથંભ સુધી પહોંચવાનું કામ અત્યંત મુશ્કેલ હતું.

સૌ એકદમ ચુપ થઈ જઈને જોઈ રહ્યા હતા કે હવે શું થાય છે.

ખતરનાક હાલત જોઈને દહેશતથી કોઈ એકાએક ચીસ પાડી ઊઠયું. ચીસ સાંભળીને છોકરો હોશમાં આવી ગયો. નીચે નજર નાખીને જોતાં એના પગ ડગમગવા લાગ્યા.

એ જ વખતે જહાજનો કપ્તાન, છોકરાનો બાપ, પોતાની કેબિનમાંથી બહાર આવ્યો. પંખીઓનો શિકાર કરવાના ઇરાદે એણે હાથમાં બંદૂક લીધી હતી. છોકરાને છેલ્લી વળી ઉપર જોઈને એણે તરત જ છોકરાની ઉપર બંદૂકનું નિશાન તાક્યું અને રાડ પાડીને બોલ્યો:

"ઠેકડો મારીને પાણીમાં કૂદી પડ! એકદમ પાણીમાં ઠેકડો માર! નહિતર ગોળીએ ઉડાવી દઈશ!"

છોકરાના પગ વધારે ડગમગ્યા. પણ બાપની વાત એને સમજાઈ નહિ.

"માર ઠેકડો પાણીમાં! નહિતર હમણાં ગોળી છોડું છું! એક, દો..."

અને કપ્તાનના મોંમાંથી "તીન" શબ્દ નીકળ્યો કે તરત જ છોકરો ઠેકડો મારીને ઊંધે માથે પાણીમાં કૂદી પડયો.

છોકરો પાણીમાં પડયો એટલે જાણે તોપ ફૂટી હોય એવો ધબાકો થયો. પણ સમુદ્રનાં મોજાં એને હડપ કરી જાય તે પહેલાં તો લગભગ વીશ જેટલા જુવાન ખલાસીઓ સમુદ્રમાં કૂદી પડયા. છોકરો લગભગ ચાળીસ સેકંડ પછી પાણીની સપાટી ઉપર આવ્યો. ડેક ઉપર ઊભેલા લોકોને એ ચાળીસ સેકંડ એક આખા યુગ જેટલી લાગી. છોકરો સપાટી ઉપર આવ્યો કે તરત જ ખલાસીઓએ એને પકડી લીધો અને જહાજ ઉપર લઈ આવ્યા.

થોડીક મિનિટો પછી એના મોં તથા નાકમાંથી પાણી નીકળવા લાગ્યું અને પછી એ શ્વાસ લેવા લાગ્યો.

કપ્તાને જ્યારે દીકરાને શ્વાસ લેતો જોયો ત્યારે અચાનક જ એનાથી જાણે ગળું દબાવી દેવામાં આવ્યું હોય એવી રીતે રૂંધાયેલા અવાજે ચીસ પડાઈ ગઈ. પોતાને રડતો કોઈ જોઈ ન લે એટલા માટે એ જલદી કેબિનની અંદર ચાલ્યો ગયો.

# સિંહ અને કૂતરો

એ વાર લંડનમાં જંગલી જનાવરોનું પ્રદર્શન ભરાયું હતું. પ્રદર્શન જોવા માટે લોકોને કાં તો પૈસા આપવા પડતા અથવા જંગલી જનાવરોના ખોરાક માટે બિલાડીઓ કે કૂતરા આપવા પડતા.

એક માણસને જંગલી જનાવરો જોવાનું મન થયું. એણે શેરીમાંથી એક કૂતરો પકડી લીધો અને એને લઈને એ પ્રદર્શનના માલિક પાસે ગયો. એ માણસને પ્રદર્શન જોવાની રજા મળી ગઈ અને કૂતરાને સિંહના પાંજરામાં ફેંકી દેવામાં આવ્યો.

નાનકડા કૂતરાએ બે પગ વચ્ચે પૂંછડી દબાવી અને ગરીબડો થઈને છાનોમાનો એક ખૂણામાં બેસી ગયો. સિંહ એની પાસે ગયો અને એણે કૂતરાને સૂંઘી જોયો.

સિંહને પાસે આવેલો જોઈને કૂતરો ચત્તો સૂઈ ગયો અને પગ ઊંચા કરીને પૂંછડી હલાવવા લાગ્યો.

સિંહે પહેલાં તો પંજા વડે કૂતરાને અડી જોયું અને પછી એને ઉલટાવી નાખ્યો.

નાનકડો કૂતરો ઊછળીને ઊભો થઈ ગયો અને પાછલા બે પગના આધારે સિંહની સામે બેસી ગયો.

નાનકડા કૂતરાને સિંહ ધ્યાનથી જોતો રહ્યો. એણે ડાબીજમણી બાજુ માથું હલાવ્યું પણ એ કૂતરાને અડયો નહિ.

જંગલી જનાવરોના માલિકે જ્યારે સિંહના પાંજરામાં માંસ ફેંક્યું ત્યારે સિંહે બધું માંસ ખાઈ ન જતાં થોડુંક કૂતરા માટે રહેવા દીધું.

સાંજ પડી એટલે સિંહ નીંદર ખેંચવા લાંબો થયો. કૂતરો પણ સિંહની પાસે જ સૂઈ ગયો અને એણે પોતાનું માથું સિંહના પંજા ઉપર ટેકવી દીધું.

એ દિવસથી એ નાનકડો કૂતરો એક જ પાંજરામાં સિંહની ભેગો રહેવા લાગ્યો. સિંહે એને ક્યારેય મુદ્દલ ઈજા ન કરી. માલિક તરફથી આપવામાં આવતા માંસમાંથી થોડોક ભાગ એ કૂતરાને આપતો, કૂતરાની ભેગો જ સૂતો, અને ક્યારેક ક્યારેક કૂતરાની જોડે થોડીક રમતગમત પણ કરી લેતો.

એક દિવસ એક અમીર આદમી જંગલી જનાવરોને જોવા આવ્યો. એણે પોતાના કૂતરાને તરત જ ઓળખી લીધો. એણે જનાવરોના માલિકને કહ્યું કે આ કૂતરો મારો છે, એ મને પાછો આપી દો. જનાવરોનો માલિક કૂતરો પાછો આપવા તૈયાર હતો પણ કૂતરાને પાંજરામાંથી બહાર કાઢવા બોલાવવામાં આવ્યો કે તરત જ સિંહની ગરદન ગુસાથી અક્કડ થઈ ગઈ અને એ ગર્જના કરવા લાગ્યો.

એ રીતે એ નાનકડો કૂતરો અને સિંહ એક આખું વરસ એક જ પાંજરામાં ભેગા રહ્યા.

એક વરસ પછી કૂતરો માંદો પડયો અને મરી ગયો. સિંહે ખાવાપીવાનું સાવ છોડી દીધું. એ કૂતરાને સૂંઘતો રહેતો, ચાટતો રહેતો, અને હલાવતો રહેતો.

સિંહને જ્યારે સમજણ પડી કે કૂતરો તો મરી ગયો છે ત્યારે એ ઊછળીને ઊભો થઈ ગયો, એની કેશવાળી ખડી થઈ ગઈ. એ પોતાની પૂંછડી આમતેમ ફટકારવા લાગ્યો, અને વારંવાર પાંજરાના સળિયા જોડે અફળાવા તથા પંજા વડે જમીન ખોદવા લાગ્યો.

સિંહ આખો દિવસ પાંજરાના સળિયા જોડે અફળાતો રહ્યો, તરફડતો અને ગરજતો રહ્યો. પછી એ મરી ગયેલા કૂતરા પાસે જઈને પડયો રહ્યો અને સાવ ચુપ થઈ ગયો. જનાવરોના માલિકે મરેલા કૂતરાને ત્યાંથી હઠાવવાની કોશિશ કરી પણ સિંહે કોઈને પાસે ફરકવા જ ન દીધું.

જનાવરોના માલિકે વિચાર્યું કે સિંહને એક બીજો કૂતરો આપવામાં આવે તો એ કદાચ પોતાનું દુ:ખ ભૂલી જાય. એણે એક જીવતા કૂતરાને પાંજરામાં દાખલ કરી દીધો. પણ સિંહે તરત જ એ કૂતરાને પીંખી નાખ્યો. પછી પોતાના મરી ગયેલા ભાઈબંધ કૂતરાને પંજા વડે આલિંગન કરીને એ પાંચ દિવસ સુધી એમ ને એમ પડયો રહ્યો.

છઠ્ઠે દિવસે સિંહનો જીવ ઊડી ગયો.

## અનુક્રમ

